॥ ओ३म् ॥

# વૈદિક સન્ધ્યા.

મુળ મન્ત્રો તથા મન્ત્રોના ભાવાર્થો.

સંગીતમાં

રચી પ્રસિદ્ધ કરનાર.


## માણિકલાલ લક્ષ્મીદાશ.

દસા ઝારોળા વૈશ્ય

મુકામ વાલોડ.

જીલ્લે, સુરત.



સંવત ૧૯૬૮ ઇ. સ. ૧૯૧૨.

સુરત બાગાતળાવ રોડ ઉપર આવેલા શ્રી " રાંદેર "
પ્રીન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી

કીંમત ૧ આનો.

# વિજ્ઞપ્તિ.

હાલના સમયમાં જ્યારે યુવાન વર્ગ ફક્ત ગાયનોના શોખ માટે મહા મુલ્ય ફોનોગ્રાફ જેવાં વાજીંત્રો તથા નાટકોના ઓપેરાઓ આનંદ પૂર્વક ખરીદતા જાય છે તો પછી આઃ—

પાપ માર્ગને લજાવનારૂં, પુન્ય માર્ગમાં પ્રેરનારૂં, દુઃખને દુર કરનારૂં, સુખ શાંતિ આપનારૂં, સુદ્ધ વૈદિક ધર્મ પ્રેરનારૂં, નિતિ અને ધર્મનું જ્ઞાન દેનારૂ, વેદ મંત્રો તથા ગાયનોની જુદી જુદી રાહ બતાવનારૂં, મનને આનંદ આપનારૂં, સ્વધર્મનું પુસ્તક કોણ ખરીદ નહીં કરે વારૂં ?

ભારત માતાનો ભાગ્યેજ કોઇ એવો આર્યપુત્ર હશે ? કે જેને વૈદિક ધર્મ પર પ્રિતિ ન હોય ?

આ લઘુ ધર્મ ગ્રંથ સર્વ મનુષ્યોને ઉપયોગી છે. જેઓને વેદ મંત્રોનું જ્ઞાન નહીં હશે તેઓને પણ મંત્રોના ભાવાર્થોના ગાયનો જ્ઞાન અને આનંદ દાતા છે.

આશા છે કે આ "**નિત્ય કર્મના**" પુસ્તકપર મનુષ્યની એક વખત દ્રષ્ટિ પડતાં તે પોતે ખરીદશે અને પોતાના સન્મિત્રો પાંસે ખરીદાવશે કે જેથી પોતે તથા પોતાના મિત્રો "**નિત્ય કર્મ**" કરતા થશે જેથી આ આર્યાવર્તમા દિનપ્રતિદિન **વૈદિક ધર્મ**નો પ્રચાર વૃદ્ધિ પામતો જશે.

વેદ પ્રચાર દેશમાં વૃદ્ધિ પામવાથી મનુષ્યોમાં સત્યનો ઉદય અને અસત્યનો ક્ષય થઇ ભારતવર્ષમાં પુનઃ **વૈદક ધર્મ** રૂપી ભગવાન ભાસ્કર પોતાના ઝળહળતા કિરણો પ્રકાશી અંધકારનો નાશ કરશે. લી. કર્તા.

**મા. લ. વૈશ્ય.**

**મુ. વાલોડ. જીલ્લે-સુરત.**

# પ્રસ્તાવના.



જગદિશ્વરે આ જગત્‌માં જે જે પ્રાણીઓ ઉત્પન્ન કર્યાં છે, તે તે પ્રાણીઓમાં સૌથી શ્રેષ્ટ મનુષ્ય દેહ છે; અને સર્વ મનુંષ્યોમાં સૌથી શ્રેષ્ટ બ્રાહ્મણનો દેહ છે. હવે પ્રશ્ન એ થશે, કે ઇશ્વરનાં ઉત્પન્ન કરેલાં સર્વ મનુષ્યોમાં બ્રાહ્મણ દેહ શ્રેષ્ટ શા માટે? જન્મથી કે કર્મથી? જવાબ એજ કે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

जन्मना जाय ते शुद्रः संस्कारा द्वीजऊच्य ते
वेद पठंति विप्रा नाम ब्रह्मजानाति ब्राह्मणः—

મનુષ્ય જન્મથી શુદ્ર, સંસ્કાર થયા પછી દ્વિજ, વેદાદિ શાસ્ત્ર ભણવાથી વિપ્ર, અને બ્રહ્મને જાણવાથી બ્રાહ્મણ કહેવાય છે.

स्वाध्यायेन व्रतैं होंमै स्त्रै विद्दयेने ज्यथासुतैः
महा यज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियतेतनुः—मनु.

ભાવાર્થ

(રાગ આશાવરી, વા, ધનાશ્રી)

ધરો ધર્મનું ધ્યાન, મનુષ્ય સૌ, ધરો ધર્મનું ધ્યાન
કહી ગયા મનુ ભગવાન ,, ,, (ટેક)
બ્રહ્મચર્ય સત્ય ભાષણ આદિ, પાળે નિયમ હોમ અગ્નિ હોત્રાદિ
સર્વ વિદ્યાનું જ્ઞાન, ધરે જે સર્વ વિદ્યાનું જ્ઞાન, કહી ગયા ૧

સત્ય માર્ગ સદ્ય ગ્રહણ કરે જે અસત્ય માર્ગને ત્યાગી દે છે;
સત્થ વિદ્યાનું દાન, દીએ જે સત્ય.... .... ....કહી ગયા ૨
વેદે વર્ણવેલી ત્રિવિદ્યા, કર્મ, જ્ઞાનને, ત્રીજી ઉપાસના;
કરે કર્મ શુભ ધ્યાન, નિત્યે કરે.... .... ....કહી ગયા ૩
પક્ષેષ્ટિ આદિ કર્મ વિચારી, - સંતાનોત્પત્તિ કરે શુભ સારી
પંચ યજ્ઞ વિધાન, કરે જે પંચ કહી ગયા ૪
શિલ્પ કળા વિજ્ઞાન વિદ્યાદિ, શુભ ગુણો સર્વે સેવનથી;
બ્રાહ્મણ શરીર નિદાન, બને છે બ્રાહ્મણ કહી ગયા ૫

---

જગતના પ્રાચિન અને અર્વાચિન તત્ત્વ વેત્તાઓએ અનુભવ કરીને એજ નિશ્ચય કર્યો છે, કે આ સંસારમાં કોઇપણ મનુષ્ય કે જે નીયમ પૂવક ચાલે છે, તેજ પુરૂષ શારીરીક, આત્મીક, ને સામાજીક સુખ ભોગવવાને ભાગ્યશાળી થાય છે વળી જે જે મહાન પુરૂષો થઇ ગયા છે, તેનામાં અનેક ગુણોની સાથે નીયમ પુર્વક રહેવાનો મુખ્ય ગુણ હતો. એથી પણ સિદ્ધ થાય છે કે **"નિત્ય કર્મ વિધી"** કરવાની ખશા જરૂર છે. નિત્ય કર્મો કરવાનું ફળ એ છે, કે જ્ઞાન પ્રાપ્તિથી આત્માની ઉન્નતિ, અને આરોગ્ય હોવાથી એટલે શરીરના સુખથી વ્યવહાર અને પરમાર્થ કાર્યોની સિદ્ધી સાથે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, એ ચાર પદાર્થો પ્રાપ્ત થાય છે.

સંધ્યા શબ્દનો અર્થ એ છે કે જેમાં પરમેશ્વરનું સારી રીતે ધ્યાન ધર્યું જાય એ સંધ્યા. રાત્રિ અને દિવસની સંધિ સમયે બંને વખત એટલે સવા'ર, સાં'જ બે વેળાએ સર્વે મનુષ્યોએ પરમેશ્વરની સ્તુતિ, પ્રાર્થના, અને ઉપાસના કરવી જોઇએ.

શરીર શુદ્ધિની સાથે અંતઃકરણની અવશ્ય શુદ્ધિ કરવી જોઇએ. કેમકે ઇશ્વર પ્રાપ્તિ કરવાનું સર્વોત્તમ સાધન એજ છે. માટે સન્ધ્યા કરવાની જરૂર છે. મહર્ષિ મનુ મહારાજે કહ્યું છે, કેઃ—

न तिष्ठति तु यः पूर्वां नो पास्ते यश्चस्तु पश्चिमाम्
स शूद्रवद्बहिष्कार्यः सर्वस्माद्दिज कर्मणः—मनु०

( રાગ મરાઠી ચાલની સાખી. )

પ્રાતઃકાળને સાયંકાળે, સન્ધ્યા નથી કરતા જે,
શુદ્ર ગણીને દ્વિજ કર્મોથી, બહિષ્કાર કરવાતે;
શિક્ષા ધર્મતણી, મહારાજ મનુએ ભણી. ૧

योऽन धीत्य द्विजो वेद मन्यत्र कुरुते श्रमम्
सजीवन्नेव शुद्रत्व माशु गच्छति सान्वयः—मनु०

ભાવાર્થ

વેદ વિદ્યાનું ભણવું ત્યાગી, અન્યત્ર શ્રમ કરે જે
બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય એ દ્વિજો શુદ્ર સમાન બને છે;
શિક્ષા ધર્મ તણી, મહારાજ મનુએ ભણી...........૨

---

ઉપરનાં પ્રમાણોથી સિદ્ધ થાય છે, કે ઊંચ અને નીચ, સુખી અને દુઃખી, પુન્યાત્મા ને પાપી, એ જન્મથી નહિ પણ કર્મોનાજ પ્રભાવથી થાય છે; અને તેથીજ સર્વ કર્મોમાં વૈદિક કર્મ પ્રાધાન્ય છે. માટે નિત્ય કર્મ વિધી કરવાની ખાસ જરૂર છે આધુનિક કાળમાં વેદ વિદ્યાના અભાવે, અને મત-પંથોના પ્રભાવે દ્વિજવર્ણમાં ગણાતા ક્ષત્રિઓ અને વૈશ્યોમાંથી ઘણે ભાગે મુખ્ય જે ઉપવિત સંસ્કાર તેજ નષ્ટ થઈ ગયો છે તો પછી સંધ્યાદિ નિત્ય કર્મ હોયજ કયાંથી! એ બન્ને વર્ણોમાં વૈદિક ક્રિયા કર્મો નષ્ટ થઇ શુદ્રસમ પૌરાણિક કર્મો અને ક્રિયા હાલ થાય છે શાસ્ત્રાજ્ઞા છે કે ઉપવિત સંસ્કાર વિના સન્ધ્યાદિક કર્મો કરવાનો અધિકારજ નથી અને તેથી હાલમાં આચાર્યો પોતાના યજમાનો (વૈશ્ય ક્ષત્રિ) ને શ્રાદ્ધાદિક કર્મો ઉપવિત પહેરાવ્યા પછીજ કરાવે છે એ ટેકો આપે છે. માટે પ્રથમ ઉપવિત સંસ્કાર કરાવવાની ખાસ અગત્ય છે. કેટલાક અપઠીત લોકો તો સમજી રહ્યા છે કેઃ—

---

સન્ધ્યા પૂજા સાવરણી, કોદાળો ખટ કરમ,<br>
[જો] રાખીએ બે આખલા, [તો]ઘરનો રહે ધરમ. ૧<br>
પૈસો મારો પરમેશ્વર, બાયડી મારી ગુરૂ,<br>
છૈયાં સર્વે શાલીગ્રામ, સેવા કોની કરૂં, ૨

---

કેટલાકો પોતાના સ્વાર્થમાં **નિત્ય કર્મ** જાણવાની દરકાર પણ કરતા નથી. બ્રાહ્મણોમાં ઘણે ભાગે ભણેલા લોકો સંધ્યા કરે છે, પણ સન્ધ્યાના મંત્રોના ભાવાર્થ ભાગ્યેજ કોઈ સમજી શકે છે. 'કરતા આવ્યા તેમ કરવું' એમ ઘણાનું માનવું છે. તો સંધ્યાની એક ચોપડીમાં શ્લોક છે,:—

**उर्ध्व केशि विरूपाक्षि मांशश्रोणित भोजनं ।**
**तिष्ट देवी शिखा बंधे चामुंडे चापराजिते ॥ १॥**

———

આ મંત્ર ઘણા બ્રાહ્મણો અણુ સમજથી સન્ધ્યામાં શીખા બાંધતી વખત ભણ્યા જાય છે, પણ એનો અર્થ સમજતા નથી. વેવાદિ શાસ્ત્રો જ્યારે માંસ, મદિરા, એઓનો નિષેધ કરે છે, ત્યારે આવા આવા વામ માર્ગિય ધર્મના શ્લોકો, દેવી જે માતા તેનાથી મંડન કરે છે. શરમ!!! શરમ!!! અને એજ વિચારથી "નથુરામ શર્માએ પોતાના 'આહુનિક પ્રકાશ'માંથી એ મંત્રને નષ્ટ કર્યો છે. ધન્યવાદ!!!

હિન્દુઓમાં પૂજાતા અને મનાતા દેવો, દેવીઓ, ઋષિ મહર્ષિયોમાંથી ભાગ્યેજ કોઈક વ્યભિચાર, માંસ, મદિરા, વગેરેના કલંકોથી બચીત હોય!!! એવા એવા કલંકિત કરતા ગ્રંથોમાંની કથાઓ કે જે વેદાદિ શાસ્ત્ર વિરૂદ્ધ છે, તેવી કથાઓને બુદ્ધિમાનો હજુ પોતાનાં શાસ્ત્રોની માની રહ્યા છે, એ ઘણુંજ શોચનિય છે, અને દુષણ રૂપ છે. શરમ!!! શરમ!!!

પોપટ 'રામ રામ' ભણે છે, પણ રામ કોણ તેનું તેને જ્ઞાન નથી. અર્થજ્ઞાન વિના કાર્યની સિદ્ધિ નથી, તેમજ વેદ મન્ત્રો ભણવાથી, યા તેના અર્થ જાણવાથી લાભની પ્રાપ્તિ નથી. પણ સત્ય જ્ઞાન જાણવાથી, માનવાથી, અને વર્તન કરવાથીજ લાભ થાય છે.

ઘણા લોકો સ્તુતિ, પ્રાર્થના' અને ઉપાસનાના અર્થો જુદાજ રૂપમાં સમજી રહ્યા છે. માટે એનો સત્ય ભાવાર્થ શું છે તે જણાવવાની પ્રથમારંભે ખાસ અગત્ય ધારી છે

વૈદીક સન્ધ્યાનાં પુસ્તકો, વેદ મંત્રો તથા તેના ભાવાર્થો સહિત છપાઇ બહાર પડી ચૂકયાં છે. છતાં આ પુસ્તકની શી આવશ્યકતા? એનો ખુલાસો એજ કે આધુનિક સમયમાં યુવાનોમાં નાટકોના પ્રચારથી સંગીતનો શોખ વધી પડેલો છે સંગીત સર્વને પ્રીય કર છે, મનહર છે. મહારાજા ભર્તુંહરીએ કહ્યું છે, કેઃ—

साहित्यं सङ्गीत कला विहीनः साक्षात्पसुः पुच्छ विषाणहीनः

ભાવાર્થ

(ગઝલ)

કળા સાહિત્ય સંગીતની, પુરૂષ જે ઉરના જાણે.
પુછને શીંગ વિના તે, પશુ સાક્ષાત પરમાણે. ૧

યુવકોને વેદ મંત્રો, અને મંત્રોના ભાવાર્થનાં ગાયનો મૂખપાઠ કરવા પૂર્ણ આનંદ થાય અને સત્વર જીભ્યાગ્રે કરી અહર્નિશ નિત્ય કર્મ કરતા થાય અને તેથી પ્રાચિન, સુદ્ધ, પક્ષપાત રહિત, નિષ્કલંકિત વૈદિક ધર્મનો પ્રચાર થાય, એજ માત્ર કર્ત્તાનાં હૃદયનો શુદ્ધ ઉદ્દેશ છે.

આશા છે, કે સુજ્ઞ વાંચકો આ લઘુ ધર્મ ગ્રંથ તરફ પૂર્ણ લક્ષ આપી, સન્ધ્યાના મંત્રો, તથા તેના ભાવાર્થનાં ગાયનો મૂખપાઠ કરી; પ્રાતઃકાળ અને સાયંકાળ સંધિ સમયે સંધ્યા નિત્ય કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરશે, અનેતે પ્રમાણે પોતાનું વર્તન કરશે, તો તેથી ઉભયનો શ્રમ કરેલો સાફલ્ય થશે ઈત્યોમ્શમ્

ओ३म् शान्तिः शान्तिः शान्तिः

લી૦

વૈદિક ધર્મ જીજ્ઞાસુ,

માણેકલાલ, લક્ષ્મિદાસ; દશાઝારોળા વૈશ્ય

મુ૦ વાલોડ



# સ્તુતિ, પ્રાર્થના, અને ઉપાસના એટલે શું

## -સ્તુતિ-(ગાયન)

(રાગ-ગઝલ)

પ્રભુના ગુણ ઉપકારો, જાણીને જ્ઞાન ઉરે ધરવું
સ્તુતિનો અર્થ વિચારી, વર્તન શુભ નિત્ય આચરવું

## પ્રાર્થના (ગાયન)

(રાગ ત્રિતાલી માઢ)

પ્રભુ હે પરમાત્મા! મનુષ્યાત્માના શુભ કર્મોમાં, થાતું સ્હાય સદાય. ટે
મનુષ્ય દેહ ધરી સર્વોત્તમ, કરિએ જગ ઉપકાર,
મિત્રતા ભાવ પરસ્પર ધારી, થાવા સુખી સંસારરે
હિયે જ્ઞાન પ્રસારી, બુધ્ધિ વધારી, પર ઉપકારી, થાવા વિભુજગમાંય?
પ્રભુ.—૧
વિવિધ પદાર્થો ઉત્પન્ન કરીને, કીધો જગ ઉપકાર
ધ્યાન તેનું ઉરમાં નિત ધારી, વર્તિયે વિશ્વાધારરે
પ્રાર્થના એ અમારી,અર્થ વિચારી,પ્રેમ પ્રસારી,નમિયેપ્રિતે પાય પ્રભુ-૨

## સગુણ ઉપાસના (ગાયન)

(રાગ કલ્યાણ)

જ્ઞાનાનંદ સ્વરૂપ, મંગળમય સનાતન શુધ્ધ
બન્ધુ, મિત્ર, માત પિતા, ન્યાયાધિશ, ભૂપ, ટેક

ન્યાયકારી, ચેતન, વ્યાપક, અન્તર્યામિ, તે ઇશ,
ઉત્પન્ન કર્તા, ધર્તા સર્વ, શકિતમાન જગદિશ 1
ધર્મ અર્થ ને કામ મોક્ષ એ ચારે નો દેનાર
તેના ગુણ વિચાર એજ છે, સગુણો પાસના સાર ૨

## નિર્ગુણ ઉપાસના (ગાયન)

(રાગ ચાલ વહાલી અલબેલી પ્યારી રાધે)

જેનો આવે ન અંત નકો આદિ,
તે વિભુ છે અનંતને અનાદિ ટેક.

નહિ જન્મ મૃત્યુ સાર, નિર્વિકાર નિરાકાર;
નહિ રૂપ, રસ, રંગ; નહી શબ્દ, સ્પર્શ, ગંધ;
નહિ અધર્મ, અને અન્યાયવાદિ....તે વિભુ છે ૧
નહિ રોગ, દોષવાન; નહિ મલિનતા અજ્ઞાન;
નહિ ઇંદ્રિથી દર્શન; નહિ ગ્રહણ ને કમ્પન;
નહિ બંધન, છેદન, પરિમાણાદિ....તે વિભુ છે ૨
નહિ સુખ, નહિ દુઃખ; નહિ પ્યાસ, નહિ ભુખ;
નહિ શીત, નહિ ઉષ્ણ; નહિ સ્વ નહિ દીર્ઘ;
નહિ હર્ષ, નહિ શોક, ગુણ ઇત્યાદિ....તે વિભુ છે ૩
જગતના ગુણોથી સાર; અલગ જાણી વિશ્વાધાર;
ઉર વિચારી શુદ્ધ જ્ઞાન, ધરવું હૃદય માંહે ધ્યાન;
ઉપાસના એ નિર્ગુણની પ્રસાદિ........તે વિભુ છે ૪

## ઇશ્વર સ્તવન.

(ગાયન)

(રાગ–ભેરવી દાદરો–(જાજાનારે ઈસ વૈદિક ધરમપર ચલતી)

કૃપાળુરે કૃપા તારી જગત પર............(ટેક)

તારી કૃપાથી પ્રાણી માત્ર સૌ, રહે છે આનંદ ધારી આ
જગભર....કૃપા ૧

તુજ કૃપા બળેથી થાયે, આનંદ અર્ણવ જે ઉભરાયે,
વર્ણન વાણીથીન થાયે, સમજાવ્યું તે ના સમજાયે;
તું સર્વેનો આધાર, તારી ગતી અપાર, કોઈ પામે ન પાર
.....કૃપા ૨

નહિ તું રસજે રસના ચાખે, નહીં તું રૂપ જે દ્રષ્ટી દાખે,
નહિ તું ગંધ જે ધ્રાણુ જાણે, નહિ ત્વચા સ્પર્શ પ્રમાણે;
સર્વ સૃષ્ટિ કરતાર, નિરંજન નિરાકાર, તું સર્વેનો આધાર
......કૃપા ૩

સંખ્યામાં તું નહીં ગણાયે, દીશા કાળે નહિ સમાયે,
જળ સ્થળઆદિ સર્વજગાએ, રહ્યો છે વ્યાપી તું જગરાયે;
તું છે દાની દાતાર, તારી ગતિ અપાર, કોઇ પામે ન
પાર.....કૃપા ૪

જય જય સચ્ચીદાનંદ સ્વામી, જય જય વીભુતું અંતર્યામિ,
જય જય તુજ સરણે શીરનામી, હરદમ રહું જગે વિરામી;
સાગર રૂપી સંસાર, તરી જવાને પાર, નમું વારંવાર
કૃપા ૫

॥ ओ३म ॥

# વૈદિક સન્ધ્યા.

॥ अथ ब्रह्मयज्ञः या ऋषि यज्ञः ॥

सन्ध्यायन्ती सन्ध्याय तेवा परब्रह्म यस्यां सा सन्ध्याः

(રાગ હિન્ડી)

જેહ કર્મથી પ્રભુ શું મેળ થાએ તેહ કર્મ નામ સંધ્યા કહેવાયે,
રાત્રિ દિવસનો સંયોગ સમય જે છે, તેને સન્ધ્યા સમય સર્વ કો કહે છે
એ બે વખતે સ'વાર સાંયકાળે, સ્તુતિ ઉપાસના પ્રભુની કરો વ્હાલે
પ્રથમ શરીરની શુદ્ધિ કરવી પ્રાતે, પ્રભુસ્મરણ એકાન્ત વાસ નિત્યે

अद्‌भिर्गात्राणि शुध्यान्ति मनः सत्ये न शुध्यति ।
विद्या तपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुध्याति ॥ मनु०

ભાવાર્થ

(રાગ લાવણી.)

જેમ નિર્મળ જળથી થાય છે શુદ્ધિ તનની
સત્યથી સર્વદા થાય છે, શુદ્ધિ મનની ૧
વિદ્યાને તપથી થાય જીવાત્મા શુદ્ધી,
તેમ જ્ઞાન માર્ગથી, શુદ્ધ થાય છે બુદ્ધિ ૨

## अथाचमन मंत्र-

ओं । शन्नोदेवी रभिष्टयऽआपो भवन्तु पीतये । शंय्यो रभिस्रवन्तुनः ॥ यजु० अ० २६ मं० ॥ १२ ॥

## ભાવાર્થ

(રાગ ભકિત કરે છે મીરાં રાંકડી ઉભી ઉભી)

સર્વ ચીજ પ્રકાશ કરનારરે વિભુ છો પોતે
(સર્વ) વ્યાપ્ત આનંદ દેનારરે. „ ટેક
સર્વ વિશ્વના આધારરે „
છો જગ સર્જન હારરે „ ૧

સાખી ૧

મનોવાંચ્છિત આનંદને, પ્રાપ્તિ પુર્ણાનંદ
થાવા અમ શ્રેયસ કરો, વિડારી દુઃખ વૃંદ
હે પરમેશ્વર ધરો મહેર અમપર,
વરસાવો વૃષ્ટિ સુખ સારરે, વિભુ છો પોને. ૨

## ભાવાર્થ ૨ જો.

(રાગ ગીતી.)

દિવ્ય જળ અમને આ, પીવા માટે સુખદાઇ થાઓ;
મન વાંચ્છિત એ અમને, સુખ દાયક લાયક વર્ષા થાઓ
આ મંત્રથી ઇશ્વરની, કરો પ્રાર્થના પૂર્ણ પ્રીત ધારી;
નિવૃત્તિ કફ કરવા, ત્રણ આચમન કરવાં એ હિતકારી....૨

॥ अथेन्द्रिय स्पर्शः ॥

ओं वाक् वाक्। ओं प्राणः प्राणः। ओं चक्षुः चक्षुः। ओं श्रोत्रम् श्रोत्रम्। ओं नाभिः। ओं हृदयम्। ओं कण्ठः। ओं शिरः। ओं बाहुभ्याम् यशोबलम्। ओंकरतलकर पृष्टे ॥

ભાવાર્થ

(રાગ-ગિતી)

મંત્ર પ્રાર્થના કરતાં, શરીર ઇંદ્રિયને સ્પર્શ હસ્તે કરવો;
ઇંદ્રિય બલિષ્ટજ થાયે, પ્રાર્થનાથી ભાવાર્થ એ ઉર ધરવો ૧

(રાગ-કાયા ફૂલનો ગજરો)એ રાહ

સત્ય નિત્ય વદીએ, (૨)
વાણી અને જીભે જુઠું, વદીએ ન કદીએ (ટેક)
નહિાળીએ દ્રિ નેત્રથી, દ્રષ્ટિ પવિત્રથી;
કર્ણ જ્ઞાન શુભ શ્રવણજ કરીએ....વાણી....૧
નાભિ હૃદયથી વિભુ, કંઠ અને શિરથી,
પ્રીતે નિત્યે શુભ કૃત્ય અમે કરીએ...વાણી...૨
હસ્ત ભુજાથી બળને, પ્રાપ્ત કરીને જગે,
દુષ્ટ જનોને સદા દૂર કરીએ...વાણી....૩
આપ કૃપાથી અમે, શ્રેષ્ઠ જનોનું જગે,
હે વિભુ પાલન પ્રીત ધરી કરીએ....વાણી...૪

॥ अथेश्वर प्रार्थनापूर्वक मार्जन मंत्राः ॥

ओम्भूः पुनातु शिरसि। ओम्भूवः पुनातु नेत्रयोः॥ ओंस्वः पुनातु कण्ठे। ओं महः पुनातु हृदये। ओंजनः पुनातु नाभ्याम्ः ओं तपः पुनातु पादयोः। ओं सत्यं पुनातु पुन शिरसि। ओं खं ब्रह्म पुनातु सर्वत्र ॥

ભાવાર્થ

(રાગ-ગઝલ)

પુનઃ શિર, નેત્રને, કંઠે, હૃદય, નાભિ, અને પાયે;
કરો માર્જન એ મંત્રોથી, બલિષ્ટજ ઇંદ્રિયો થાયે....૧
પવિત્રજ રાખીએ પ્રીતે, અંગ પ્રત્યંગોને નિત્યે;
દુષ્ટ કર્મોથી દૂર રાખી, પ્રેરીએ કર્મે શુભ ચિત્તે.... ૨

॥ अथ प्राणायाम मंत्राः ॥

ओंभूः । ओंभुवः । ओंस्वः । ओंमहः । ओंजनः ओंतपः ।
ओंसत्यम् ॥ तै० प्र० १० अनु० ॥ २७ ॥

(ઓમ ભુઃર્ભુવઃસ્વઃ એનો ભાવાર્થ ગુરૂમંત્રમાં જુઓ.)

ભાવાર્થ-(ગાયન) રાગ પીલુ યા કનરો

સર્વ જગતનો જીવનનો હેતુ,
મુક્તિ ઇચ્છનારને મુક્ત કરે છે સર્વ ૧
દુઃખ સર્વેથી છોડવનારો,
જગ વ્યાપક સુખ સ્વરૂપજ જે છે સર્વ ૨
સર્વથી મોટો જગ ઉત્પાદક,
સંતાપનાર દુષ્ટોને જે છે સર્વ ૩
અવિનાશિ વ્યાપક હોવાથી,
બ્રહ્મનામ તેનું વિભુ તે છે સર્વ ૪

———

## અથ પ્રાણાયામ વિધિ॥

(રાગ ધીમાં ધીમાં ચાલોને મારા પ્રાણરે) એ રાહ–

પૂર્ણ પ્રીતે કરોને પ્રાણાયામરે,
શુદ્ધ ચિત્તે બેસી એકાન્ત ધામરે;
પ્રાણાયામ કરવાની વિધિ વર્ણવું આવાર,
કરો મનમાં તે વિચાર; આણે ઠામરે પૂર્ણ (ટેક)

સાખી ૧

શરીરમાંથી વાયુને, નાસિકાને દ્વાર,
વાસ એકાન્તે બેસીને, બળથી કાઢો બ્હાર ૧
યથા શકિત તે વાયુને, રોકી રાખો બ્હાર;
બ્હાર વાયુ અંદર ગૃહો, ધીમે ધીમે સાર. ૨
યથા શકિત તે વાયુને, અંદર રોકોયાર;
મુઝાયે મન વાર જે, ત્યારે કાઢો બ્હાર. ૩

---

આસ્તે આસ્તે અપાન વાયુ કાઢોને બ્હાર,
આસ્તે આસ્તેથી પાન વાયુ ગૃહેવો નિરધાર,
યથા શકિત હૃદયમાં જાપ જપવો ઓંકાર,
મુખ્ય શાધન મન સ્થિરતા કરવાનું એ સાર,
છે સુખ ધામરે..................................પૂર્ણ ૧

---

(પ્રાણાયામ એ એક યોગની ક્રીયા છે. એના ત્રણ ભેદ છે, ૧ પુરક ૨ રેચક, ૩ કુંભક, યોગના અનુભવિથી અનુભવ લઇ એ ક્રિયા કરવી. વિના અનુભવે કરવાથી, લાભને બદલે હાની થાય છે.)

॥(अथेश्वरस्य जगदुत्पादनद्वारा स्तुत्याऽघमर्षण मंत्राः अर्थात् पापदुरीकरणार्थाः) ओ३म ऋतंश्च सत्यश्चा भीद्धात्तपसोऽध्य जायत । ततो रात्र्य जायत ततः समुद्रो अर्णवः ॥ १ ॥ समुद्रा दर्णवा दधि संवत्सरो अजायत अहो रात्राणिविदधद्विश्वस्य मिषतो वशी ॥ २ ॥ सूर्या चंद्र मसौधाता यथापूर्वमकल्पयत् दिवश्च पृथिवीश्चान्तारिक्षमथोस्वः ॥ ३ ॥ ऋ० अ० ८ व० ४८ ॥

(રાગ હું છું તનયા ગુરૂદાનવની.) એ રાહ.

છે સર્વ જગત આ ધરનારો, પાલન પ્રીતે તે કરનારો;
વશિ ભુત કરી મૂકવાને સોને, જેનો સ્વભાવ છે અતિ સારો. છે. ૧
જગ રચના હતી પૂર્વે જેવી, આ કલ્પે રચી રચના તેવી;
રચશે રચના આગળ એવી, તે વિભુ કળાકૃતિ વિચારો. છે. ૨
કૌશલ્ય વાન જ્ઞાની, ધ્યાની, સર્વજ્ઞ પૂર્ણ વિભુ તે માની;
કરદ્વય જોડીને શિરનામી, વિભુ ઉપાસના અંતર ધારો. છે. ૩

---

(રાગ-હવે મને હરી નામથી નેહ લાગ્યો) એ રાહ.

રચી વિભુ જગ રચના આ કેવી,
પાર કો ન પામે કૃતિ એવીરે..........................રચી (ટેક)

પૃથ્વી અને અવકાશ ચંદ્રાદિ, સૂર્ય સદા છે પ્રકાશી;
અનેક લોક જે માંહિ રહ્યાછે, વાસ પોતાનો વાસીરે. રચી ૧
અનાદિ કલ્પથી જગની રચના, રચતો આવે જેવી;
આ કલ્પે પણ તેવી કરી છે, આગળ કરશે તેવીરે. રચી ૨

---

(રાગ-મુરખડા મનવા શાને કરે મરૂં મારૂં.) એ રાહ
રચી છે જગ રચના, અનાદિ કલ્પથી જેવી,
રચી છે જગ રચના, આ કલ્પે પણ તેવી,
રચશે જગ રચના, આગળ પણ વિભુ એવી....રચી (ટેક)

સાખી.

દિન, રાત્રિ, ઘડી, પળ, ક્ષણ, રચ્યાં પૂર્વ પ્રમાણ,
સામગ્રી રચવા તણી, સ્વાધીન વિભુને જાણરે....રચી ૧

ચાલફેર

વિભુના પ્રકાશે થઈ છે પ્રકૃતિ તો પ્રકાશી,
ઉપજાવીઉં જગ એથી આ અવિનાશી,
ત્રિગુણાત્મક નામ ઉચારી, સત પ્રધાન એવું ધારી;
કરી કાર્ય રૂપ વિચારીરે;
સ્થુળ. સુક્ષ્મ પ્રકૃતિ, કારણ જગનું જાણી,
એક રસને પૂર્ણ, જ્ઞાન વિભુનું માની..........રચી ૨

---

(રાગ-માયામાં મનડું મોહ્યુંરે, પામર પ્રાણી)એ રાહ
જે અનંતને અવિનાશીરે, સદા સુખ રાસી;
તે સર્વ વિશ્વમાં વ્યાપીરે, રહ્યો છે પ્રકાશી....[ટેક]

પ્રાપ્ત જ્ઞાન થવા સૌ પ્રાણી, જગ જનનું સુખ ઉરઆણી;
રચી વેદ શાસ્ત્રની વાણીરે..........................સદા..૧

સાખી. ૧

નીજ સામર્થ થકી રચી, જગરચના આ સાર;
ન્યાયી દયાળુની ગતિ, કોઇ ન પામે પાર.....૧

ચાલફેર.

પૂર્વ સૃષ્ટિની માંહે પ્રકાશિત હતી જેવી,
આ કલ્પની માંહે. રચી છે તેવી,
આગળ પણ રચશે એવી
વિભુ કળા કૃતિ છે કેવી રે..........................સદા ૨

---

(રાગ-ચતુર ચતુર પેલી ચાંદનીજો)એ રાહ

રચી છે અનુપ રૂપ જગ રચના,
ઇશની કૃતિ અતિ કો પાર પામેના....રચી (ટેક)
થાય પ્રલય પછી ગણત્રી હજાર—
ચતુર યુગે માહા રાત્રી થાય—
અંતરિક્ષ મેઘ મંડળ ધરાય—
એ સંવત્સર કાળની ગણાય ગણના....રચી ૧
પૂર્વ કલ્પવત રચના રચાય—
આ કલ્પે રચના તેવી થાય—
મન વાણી વિચારી ચુપ થાય—
ઇશની કૃતિ અતિ કો પાર પામેના.....રચી ૨

---

(રાગ-રેદિવાના છોડોને હાથ)એ રાહ

રે વિભુનું ગાઓને ગાન [૨]
છોડી ગુમાન માન ધરોને ધ્યાન....રેવિભુનું (ટેક)
સર્વમાં વ્યાપી, પૂર્ણ રહ્યાએ,
રહ્યાએ, વિભુએ, પોતે તે........તે વિભુનું ૧

સાખી. ૧

કર્મો જે જેવાં કરે, દે છે ફળ તેવાંજ;
પુન્ય પાપ બંને ગણી, દંડ દીએ જગરાજ ૧

મન વચનને કર્મ થકી હાં,
થકી હાં, કદીના, કરોને;
તજોને પાપોનાં કામ...........રે વિભુનું ૨
ઇશ્વરનો ઉરમાં ડર ધારો,
ડરધારો, જન્મારો;
સાફલ્ય કરો ધરી ધ્યાન........રે વિભુ ૨

---

(ગીતી)

ત્રણ આચમન મંત્રજથી, કરો પ્રાથના પૂર્ણ પ્રીત ધારી;
અર્થ મંત્ર ગાયત્રી, વિભુ સ્તુતિ કરવી ઉર વિચારી.
(ઓં શન્નો દેવી૦-એ મંત્રથી ત્રણવાર ફરીથી આચમાન કરવું)

**अथ मनसा परिक्रमा मंत्राः ॥**

ओं प्राची दिगग्नि रधिपति रसितो रक्षिता दित्या इषवः। तेभ्यो नमोऽधिपति भ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु। यो ३ स्मान्द्वेष्टियं वयं द्विष्मस्तंवो जम्भेदध्मः ॥ १ ॥

## ભાવાર્થ

(ઘરસે હ્યાં કૌન ખુદા કે લીએ લાયા મુજકો)

અધિપતિ પૂર્વ દીશાના છો અગ્નિ દેવ પ્રભુ,
બંધન રહિત તે કરો રક્ષા હુમારી વિભુ. ૧
ભૂમિ આદિ જગતને પ્રકાશમાન સૂર્ય કરે,
આકર્ષણને વિભાગ કરી જે ધારણ ધરે. ૨
તેજ પ્રમાણે આદિત્ય પરમેશ્વર ખરે,
બ્રહ્માંડ ધરીને જ્ઞાને પ્રકાશમાન કરે. ૩

સાખી

રચિત પદાર્થો ઇશ્વરી, જગરક્ષા કરનાર;
પીડે બાણ સમાન તે, પાપીને નિરધાર.

વિચારી ઉરમાં એવું વેર કોથી ન કરો,
પરસ્પર સર્વ પ્રાણીપે મિત્રતા ભાવ ધરો ૪
શરીર સુખી રહેવા પ્રભુને નમસ્કાર કરો
અજ્ઞાન કલેશ દ્વેશ ટાળીને સુબુદ્ધિ ધરો ૫

ओरुम् दक्षिणा दिगिन्द्रोऽधिपति स्तिरश्चिराजी रक्षिता पितर इषवः। तेभ्यो नमोऽधिपति भ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु। योऽस्मान्द्वेष्टियं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥२॥

## ભાવાર્થ

(રાગ બનજારો)

અધિપતિ ઇંદ્ર, છે દક્ષિણ દિશા,
પૂર્ણઐશ્વર્યવાન પરમેશા
કિટ પતંગ વૃશ્ચિકયોનિ, તીર્યકથી રક્ષા કરોની

અમપર સહી, દયા દિલ લઇ, કૃપાળુ થઇ,
રક્ષો વિશ્વેશા.......................પૂર્ણ ૧
આ શરીર રહેવા સુખી, વંદીએ પરમેશ પ્રીતિથી,
જીવન આધાર, હે વિશ્વાધાર, કરીએ નમસ્કાર,
રક્ષો વિશ્વેશા.......................પુર્ણ. ૨

ओ३म् प्रतीची दिग्वरुणोऽधिपतिः पृदाकूरक्षितान्न मिषवः। तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु। यो ३ स्मान्द्वेष्टियं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥३॥

ભાવાર્થ

(રસીક મન માયા સંગે સફળ જન્મારોરે-રાગ)

દિશા પશ્ચિમના અધિપતિ, વરૂણ છે રાયેરે,
જગપતિ ઉત્તમ સૌથી, વિભુ કહેવાયેરે. ૧
વિષધારી જે છે જગમાં, સર્પાદિ પ્રાણીરે,
કરે છે તેહથી રક્ષા, રહેમ ઉર આણીરે. ૨

સાખી

રચીત પદાર્થો ઇશ્વરી, ગુણ ઇશ્વરના જાણ,
રક્ષા ધર્મીની કરે, પીડે પાપિને બાણ. ૧
નમસ્તે નિત્ય તો કરીએ, તે વિભુ ને પ્રેમેરે,
મિત્રતા ભાવ ઉર ધરીએ, સર્વથી રહેમેરે. દિશા ૩

ओ३म् उदीची दिक्सोमोऽधिपतिः स्वजो रक्षिता शनिरिषवः। तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु। यो ३ स्मान्द्वेष्टियं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥४॥

ભાવાર્થ

(રાગ-હાથ જોડી તારે ચરણે પડી આવોને મારે ઘેર હરી)

ઊદિચી ઉત્તર દીશાએ, અધિપતિ સોમ રાયે-(ટેક)
શાન્તાદિ સૌ ગુણોથી, સદોદિત જે આનંદી,
નિત્ય તે બ્રહ્મને વંદી, વારંવાર નમીએ પાયે. ઊદીચી ૧
જે અજન્મા અવિકારી, સર્વેના હિતકારી,
રક્ષાકારી દુઃખહારી, વારંવાર નમીએ પાયે. ઉદિચી ૧

ध्रुवादिग्विष्णु रधिपतिः कल्माषग्रीवो रक्षिता वीरुध इषवः। तेभ्योनमोऽधिपतिभ्यो नमोरक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु। यो ३ स्मान्द्वेष्टियं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥५॥

ભાવાર્થ

(રાગ-વૈશાખ માસ વાસંતીક સમય શોભલા) એ રાહ

ધ્રુવ દીશા નીચે તેના વિષ્ણુ અધિપતિ,
વિશ્વ વ્યાપક પરમેશ્વર તું છે જગપતિ....ધ્રુવ [ટેક]
અધોગતિ માંહે પડેલા હરીત રંગના,
વૃક્ષોના નિયંતા છે તું પાપ મોચના,
તે યોનિથી કૃપાળુ થઇ રક્ષો સનાતના,
શરીર આ રહેવા સુખી, પ્રણમીએ પ્રીતથી....ધ્રુવ ૧

ૐ ऊर्ध्वा दिग्बृहस्पति राधिपतिः श्वित्रो रक्षिता वर्ष मिषवः। तेभ्योनमोऽधिपतिभ्यो नमोरक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु। यो ३ स्मानद्वेष्टियं वयं द्विष्मस्तं वो जम्भेः दध्म ॥६॥

ભાવાર્થ

(રાગ-મેમાન કરે મેમાની-દુનિઆં)એ રાહ

ઊર્ધ્વાએ દીશા ઉંચેની, બૃહસ્પતિ પતિ લો માની.....(ટેક)
જે છે વાણીનો સ્વામી, તે છે વિભુ બહુ નામી,
તેને જગ રક્ષક માની.......................બૃહસ્પતિ ૧
જે છે જ્ઞાન વેદાદિ, તેનો દાતા તે અનાદિ,
જે આધાર છે જગનાં પ્રાણી........બૃહસ્પતિ....૨
જે વર્સાવે છે વૃષ્ટિ, કરે પાલન સર્વ સૃષ્ટિ,
કરીએ નમસ્તે તે જાણી.....................બૃહસ્પતિ ૩

---

(રાગ-થયા છોરે પતિ તેજ પ્યારી તનના)એ રાહ

છે દયાળુ સર્વ શકિતમાન જ્ઞાન મય જે ન્યાયકારી. [ટેક]
પિતા તુલ્ય પરમેશ્વર સર્વ દિશામાં વ્યાપક છે,
જગનાયક, સુખ દાયક, પમ સહાયક
યથા ન્યાયથી સર્વનું રક્ષણ કરે જે પ્રીત ધારી....છે દયાળુ ૧

॥ अथ उपस्थान मंत्राः ॥

ओ. उद्वयंन्तमसस्परिस्वः पश्यन्त उत्तरम् । देवं देवत्रा सूर्यमगन्म ज्योति रुत्तमम् ॥ य० अ० ३५ मं० ३४ ॥

ભાવાર્થ

(રાગ-નિર્બળ શત્રુ સબળ રાજય પર)એ રાહ

પરમેશ્વરનું સકળ ચરાચર, જગતાત્મા પરમાત્મા પ્રભુ,
દરેક આત્માના સર્વ કામ તે, પુર્ણ પણે જાણે છે વિભુ... (ટેક)

જ્ઞાન સ્વરૂપ અનુપ પૂર્ણાનંદ આપનાર,
ધર્મિક મનુષ્યાત્માને તું મુક્તિ દેનાર,
પ્રલય પછી પણ તું તો છે સૃજનાર.......પરમેશ્વર ૧
સર્વાનંદ તું અજ્ઞાન અંધકારથી છે દૂર,
અજ્ઞાન તિમિર નાશ કરનાર તુંજ,
સત્ય ગૃહી આવ્યા અમે તાહરી હજુર........પરમેશ્વર ૨

ओं. उदुत्यं जातवेदसं देवं वहन्ति केतवः। दृशे विश्वाय सूर्यम् ॥ य० अ० ३३ मं० ३१ ॥

ભાવાર્થ

(રાગ-મંદ જપ મન હર ગીરીધારી) એ રાહ
રચી વ્યવસ્થિત રચના ન્યારી,
વિવિધ પ્રકાર અલૌકિક જગની..........વ્યવસ્થિત (ટેક)
પ્રકૃત્યાદિ સૌ ભુત માત્રમાં, સર્વ વ્યાપાક વિભુ છે તે,
ચાર વેદનો જે છે પ્રકાશક, જાત વેદ છે પોતે...રચી. ૧
સૂર્ય તે સકળ ચરાચર જગનો, આત્મા એમ ઉચરીએ,
વિશ્વવિદ્યાની પ્રાપ્તિ કરવા ઉપાસના નિત કરીએ...રચી ૨
વેદ શ્રુતિ જગ રચના નિયમને, વ્યવસ્થિત ગુણ વર્ણવે છે
યોગ્યનથી ઉપાસના કરવા, વિભુ વિણ અન્યજ કો છે? રચી ૩

ओं. चित्रं देवाना मुद्गादनीकं चक्षु र्मित्रस्य वरुण स्याग्नेः आप्राद्यावा पृथिवी अन्तरिक्ष ँ सूर्य आत्मा जगतस्तस्थुषश्च स्वाहा ॥ य० अ० ७ मं० ४२ ॥

ભાવાર્થ

(રાગ- લાવણી) કાલીંગડાની.

અદ્‌ભુત સ્વરૂપ છે પરમેશ્વરનું જંગમ સ્થાવર છે અને જે,
પૃથ્વી સૂર્યાદિ લોક લોકાંતર, નિર્માણ કરી ધરી રહ્યા છે તે ૧
સર્વ પ્રકાશક બ્હાર અંદરની, સર્વ બીના જાણનાર છે જે,
જ્ઞાનમયે પરમેશ્વર ઈશ્વર, તેજ સર્વનો મિત્રજ છે......૨
ઉત્તમ કાર્યમાં વર્તમાનને, ગુણ કર્મોમાં શ્રેષ્ટજ છે,
શિલ્પ કળા વિદ્યાનો હેતુ, પ્રકાશક તે પરમેશ્વર છે.......૩
અદ્‌ભુત સ્વરૂપ વિદ્વાન લોકોનાં હૃદયે રોજ પ્રકાશિત છે,
દુઃખ હારક કામ ક્રોધ વિડારક, અરિગંજન વિલાશિત જે....૪
અંતઃકરણમાં પ્રકાશ કરીને, સદા કલ્યાણ અમારૂં કરે,
અગ્નિ હોત્રાદિ હંમેશ કરી, યે મધુરી વાણી ઉર ભરે........૫

ओ. तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत ।
पश्येम सरद शतं जीवेम शरदः सत श्रृणुयाम शरदः शतं प्रब्रवाम शरदःशत मदीनाना स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ य० अ० ३६ मं० २४ ॥

ભાવાર્થ

(રાગ-કોઇ હાલ કહો જાકે) એ રાહ

બ્રહ્માંડ દ્રષ્ટા ન્યાયકારી, જે વિદ્વાનનો હિતકારી બ્રહ્માંડ ટેક
સૃષ્ટિ પૂર્વ પશ્ચાતને મધ્યે, વર્તમાનજ છે તે;
જગત્ ઉત્પન્ન કરતા તે છે, રક્ષણ કરવા,

સમર્થ જે છે .... .... .... ....બ્રહ્માંડ ૧
નીજ સામર્થ્યે પૂર્વ પ્રમાણે, જગ ઉત્પન્ન કરે;
કાળ પ્રલય પછી તે ખરે, વ્યાપક સર્વે,
પરમેશ્વર છે .... .... ....બ્રહ્માંડ ૨

(રાગ ભેરવી દાદરો-ફુલ ગેંદવામે) એ રાહ)

---

તે બ્રહ્મનીકૃપાથી દ્રષ્ટિ કરીએ અમે;
સો વર્ષ સુધી પ્રાણુ દેહે ધરીએ અમે;.... ....તે બ્રહ્મ ૧
ગાઇ શકીએ ગુણુ વર્ષ સો સુધી,
અન્યને ઉપદેશ તેવો કરીએ અમે .... સો ....તે બ્રહ્મ ૨
દારિદ્રથી દૂર રહી સત વર્ણજ,
સ્વતંત્રતા મેળવીએ અમે .... .... સો .... તે બ્રહ્મ ૩
આત્મા આનંદિત રહે સત સરહજ,
આરોગ્યતા ભોગવીએ અમે...............સો........તે બ્રહ્મ ૪

(રાગ મરાઠી ચાલની સાખી.)

પ્રભુ આગ્નાનુ પાલન કરવું, ન્યાય દ્રષ્ટિથી જોવું,
સદુપદેશ કરવો સાંભળવું, ધરી ગાત્ર નિરોગી રે'વું,
સો વર્ષ ઉપરે........આ આત્મા શરીર ધરે. ૧

॥ अथ गुरु मंत्राः ॥

ओ. भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य धी महि धियो योनः प्रचोदयात् ॥ य० अ० ३६ मं० ३ ॥

ऋ० मं० ३ सू० ६२ मं एवं चतुर्षु वेदेषु समानो मंत्र.

# ઓંમ શબ્દનો ભાવાર્થ.

(રાગ (ક્યાંથી આ સમભળાય, મધુર સ્વર) એ રાહુ)

શબ્દાર્થેજ જણાય, ઓં એ (ટેક)
અ, ઉ, મ, એ અક્ષર ત્રણુથી, ઓં શબ્દ ચરાય,
અકાર, ઉકાર, મકાર, ઉચ્ચારે, શબ્દ ઓંકારજ થાય. ઓંએ
ઓં શબ્દની ઉપનિષદોમાં, વ્યાખ્યા ઝાઝી જણાય;
શબ્દ ઓંકારજ શ્રેષ્ટ સૌથી, માત્રા ત્રણ ગણાય. ઓં એ ૨
(અકારઃ-(વિરાટ, અગ્નિ, વિશ્વ,નો) ભાવા
અર્થ અકાર વિરાટ ને અગ્નિ, વિશ્વ એ ત્રણ ગણાય;
ત્રણે નામ એ પરમાત્માના, ભિન્ન ગુણોથી જણાય. ઓં એ ૩

### વિરાટનો ભાવાર્થ:—

જગત પ્રકાશક જે છે રાજેશ્વર, સર્વત્ર વ્યાપી સદાય;
સકળ સૃષ્ટિના છે જે નિયંતા, તેજ વિરાટ કહેવાય ઓં. એ. ૪

### અગ્નિનો ભાવાર્થ:—

જ્ઞાન સ્વરૂપને, જ્યોતિર્મય છે, સર્વજ્ઞ શુદ્ધ સદાય;
પરમ પૂજ્ય પ્રાપ્ત વ્યમાતા, તેજ અગ્નિ કહેવાય ઓં. એ ૫

### વિશ્વનો ભાવાર્થઃ—

કર્તા, હર્તા, ધર્તા, વિશ્વના, અન્તર્યામી ગણાય;
અચળ છતાં એ વિશ્વ ચલાવે, તેજ વિશ્વ કહેવાય ઓં. એ ૬.

ઉકારઃ-(હિરણ્યગર્ભ, વાયુ, તેજસ,નો) ભાવાર્થ—૨

(રાગ-ધનાશ્રી પદ કમ સમરોગે રામ) એ રાહ

કરવો અર્થ વિચાર, સુજનો........કરવો અર્થ વિચાર (ટેક)

હિરણ્યગર્ભ, વાયુ, તેજસ એ ત્રણે નામ ઉકાર સુજને ।૧

હિરણ્યગર્ભનો ભાવાર્થઃ—

નક્ષત્ર, તારા, સૂર્ય, ચંદ્રાદિ, સર્વ લોક ધરનાર;
વિદ્યા, યશ, ઐશ્વર્ય, તે આદિ હિરણ્યગર્ભ આધાર. સુજનો ૨

વાયુનો ભાવાર્થઃ—

નીજ સામર્થ સર્વ પદાર્થો, ચલવે નિયમે નિરધાર;
પરીપૂર્ણ વ્યાપક જે વિશ્વે, વાયુ તે વિશ્વાધાર...સુજનો ૩

તેજસનો ભાવાર્થઃ—

સૂર્ય, ચંદ્રાદિ, લોક લોકાંતર, ને જે પ્રકાશ દેનાર;
સ્વયં પ્રકાશ સ્વરૂપ છે પોતે, તેજસ જગદાધાર....સુજનો ૪

મ્‌કારઃ—(ઇશ્વર, આદિત્ય, પ્રાજ્ઞ) ના ભાવાર્થઃ—

ઇશ્વર, આદિત્ય, પ્રાજ્ઞ, પ્રભુના; ત્રણે નામ મ્‌કાર. સુજનો ૫

ઇશ્વરનો ભાવાર્થ

જગદુત્પાદક, સર્વ શકિતધર, ન્યાયકારી નિરધાર;
ઐશ્વર્ય ધનને, અનંત અનાદિ, ઇશ્વર સર્વ આધાર સુજનો ૬

## આદિત્યનો ભાવાર્થઃ—

અનંત પદાર્થો, સર્વ જીવોનો, જે ઉત્પન્ન કરનાર;
પ્રાણ, જીવીકા, સર્વ જીવોને, ધારણ કરી દેનાર…સુજનો ૭
અજર, અમર, શાશ્વત, અવિનાશી, નીત્ય, અનાદી, સાર;
જ્યોતિર્નિધિ, જગતાત્મા જે છે, તેજ **આદિત્ય** વીચાર. સુજનો ૮

## પ્રાજ્ઞનો ભાવાર્થઃ

સર્વ જીવોને, સત્ય વિદ્યાનું, જ્ઞાન જે છે દેનાર;
શુભા શુભ કર્મોના દ્રષ્ટા, તેજ છે વિશ્વાધાર……..સુજનો ૯
સર્વાન્તર્યામિ, સર્વજ્ઞ, જે છે, જ્ઞાન સ્વરૂપ નિરધાર,
વ્યાપી રહ્યા જે સર્વ સ્થળોમાં, તેજ **પ્રાજ્ઞ** પ્રભુસાર. સુજનો ૧૦

## ઓં, ભૂ. ભુર્વ સ્વઃ, નો ભાવાર્થઃ

(રાગ-મરાઠી ચાલની સાખી)

ઓં, ભૂ, ર્ભુવઃ, સ્વઃ, શબ્દો ગાયત્રીમાં જે છે;
ત્રણ અક્ષરમાં ત્રણ વેદોનું, ગુપ્ત રહસ્ય કહ્યું છે;
અનુભવ ઉરજાણી, લખી ગયા ઋષિઓ જ્ઞાની……..૧
જીવનનો આધાર જગતનો, પ્રાણ પરમપ્રીય જે છે;
પ્રાણ વાચક પોતે તે સ્વયંભુ, **ભૂઃ** નામ વિભુ તે છે..અનુભવ ૨
જેના સંગથી જગ, જીવ, સર્વે, દુઃખથી મુક્ત બને છે;
સર્વ દુઃખોથી રહીતજજે છે, **ર્ભુવઃ** નામવિભુ તે છે. અનુભવ ૩
જળ, સ્થળ, આદિ સર્વ જગત્‌માં, વ્યાપી પૂર્ણ રહ્યો છે;
સકળવિશ્વિનો ધારણ કરતા, **સ્વઃ** નામવિભુ તેછે. અનુભવ ૪

સાખી–દોહરાની ચાલ.

ઉપનિષદ તૈતરીયમાં, જુઓ એજ વિચાર;
ભૂ, ભુવઃ, સ્વઃ, શબ્દના, અર્થ બતાવ્યા ચાર....૧

(રાગ-ઇન્દ્ર સભા ગઝલ-મધુરગુલાબ જોઇ, કોઇનું દિલ દુખાયે)

૧ પૃથ્વી, અન્તરીક્ષ, દ્યૌ, ત્રણ એ લોક સહી,
૨ અગ્નિ, વાયુ, આદિત્ય, એ ત્રણ છે દેવ સહી. ૧
૩ ઋકને. સામ, યજુ, ત્રણ એ વેદ સહી,
૪ પ્રાણ, અપાન, વ્યાન, એ ત્રણ છે પ્રાણ સહી ૨

સાખી–દોહરાની ચાલ.

જાણી અર્થ અનુભવ કરે, સત્ય જ્ઞાન ગૃહી બુદ્ધ;
જાણી શકે તે બ્રહ્મને, થાય દુઃખોથી મુકત....૧

(રાગ–સિંહનો કનગો)

સર્વૃજગતનાં જીવનનો હેતુ, મુકતીઇચ્છનારનેમુકત કરેછે.સર્વટેક
દુઃખ સર્વેથી છોડવનારો જગવ્યાપક સુખ સ્વરૂપજજે છે. સર્વ ૧
જગઉત્પન્ન કરીઐશ્વર્યદાતા, આત્મપકાશક સુખ જેદેછે. સર્વ ૨
અત્યંતગૃહણ કરવાને લાયક, શુદ્ધ વીજ્ઞાન.સ્વરૂપજજેછે. સર્વ ૩
તેપરમેશ્વરનું અમે પ્રીત, નીશ્ચય કરીને ધ્યાનજ ધરીએ. સર્વ ૪
તે સવીતા પરમેશ્વર અમને, આપી સુબુદ્ધી સુમાર્ગ કરે છે. સર્વ ૫
કાર્ય બુરાંથી દૂરજ રાખી, શુભ કાર્યોમાં પ્રવર્ત કરે એ. સર્વ ૬

---

## સમર્પણ મંત્ર.

**ओं नमः शम्भवायच मयोभवायच नमः शङ्कराय च मयस्कराय च नमः शिवाय च शिवतराय च ॥ य० अ० १६ मं० ४१ ॥**

## સમર્પણનો ભાવાર્થ

(રાગ શોચ કરે શા માટે સતી તું જ (સાવિત્રી)

દયા નીધે વીભુ આપ પાથી- જ્ઞાન ધ્યાન ધરીએ,
પ્રાર્થના નીત્ય પ્રીતે કરીએ. ટેક

સાખી ૧

જન્મ ધરી આ જગતમાં, પ્રાપ્તજ કરીએ સાર;
**ધર્મ અર્થ** વળી કામને, **મોક્ષ** પદારથ ચાર

ન્યાયા ચરણુ નીત કરીએ સત્યથી .... .... ....(એ ધર્મ)
પ્રાપ્તી પદાર્થો કરીએ ધર્મથી .... .... .... (એ અર્થ)
ધર્મ અર્થથી ઇષ્ટ ભોગોનું, સદા સેવન કરીએ, (એ કામ)
છૂટી દુઃખ આનંદમાં ઠરીએ. પ્રાર્થના નીત્ય ૧ (એમોક્ષ)

સાખી ૨

કરીએ ઉત્તમ કર્મ જે, માની મન નિષ્કામ;
કરીએ અર્પણુ આપને, પ્રાપ્ત થવા સુખ ધામ. ૨

સ્તુતી સમર્પણુ સ્નેહે સ્વીકારો,
બળ બુદ્ધી અમ અંતર ધારે,
સત્ય ધર્મ કર્મોમાં યત્નો, નીત્યે આદરીએ. પ્રાર્થના નીત્ય—૨

(રગ ગીતી)

સુખ સ્વરૂપ વીભુ જે છે, શારીરિક ઉત્તમ સુખનો દેનારો.
કલ્યાણુ કરતા તે છે, ધર્મ ચુકત જે કામ તે કરનારો. ૧
ભકત જનોને પોતે, ધર્મ ચુકત દેનાર સુખ પ્રેમે.
તે વીભુ મંગળકારી, વારંવાર નમસ્તે કરીએ તેને •૨

अथ शांति पाठ मंत्रः ॥

औंद्यौः शांति रन्तरिक्षँ शांतिः पृथिवीशांति रापःशांति रोषधयः शांतिः। वनस्पतयः शांति र्विश्वे देवाः शांति ब्रह्म शांतिः सर्वँ शान्तिः शान्तिरेवशान्तिः सामाशान्तिरेधि॥

શાન્તિ પાઠનો—ભાવાર્થ

(રાગ-ધન્ય તુ કરતાર મેરા, ધન્ય તું ધરણી ધરા)એ રાહ)

પંચ યજ્ઞ વીધાન પ્રીતે, નીત્ય નીયમે કરી રહો,
શાન્તી પાઠ સ્નેહે કરીને, અર્થજ્ઞાન ઉરેગૃહો. પંચ ૧
સૂય, ચંદ્ર, દ્યૌ, લોકસર્વે, શાન્તી સુખ દાયક રહો,
અંતરિક્ષ, વાયુ, આકાશ સર્વ, શાન્તી સુખ દાયકરહો. પંચ ૧
નીજ પદાથ સહીત પૃથ્વી, શાન્તી સુખ દાયક રહો,
વર્ષા જળાશય નીર સરવે, શાન્તી સુખ દાયક રહો. પંચ ૨
ઓષધી શુભ સોમ આદી, શાન્તી સુખ દાયક રહો,
અરાઢ ભાર વનસ્પતી સૌ, શાન્તી સુખ દાયક રહો. પંચ ૩
વિશ્વના વિદ્વાન દેવો, શાન્તી સુખ દાયક રહો,
જીવાત્મ , વિદ્યા, વેદ, ચારે, શાન્તી સુખ દાયક રહો. પંચ ૪
વસ્તુ ચરાચર વિશ્વની સૌ, શાન્તી સુખ દાયક રહો,
લાલ તનમન જન સમાજે, શાન્તી, શાન્તીઃ શાન્તીહો. પંચ ૫

# इति सन्ध्यों पासन विधिः



# જાહેર ખબર.



## અગ્નિહોત્ર

### સંગીતમાં.



આ પુસ્તકમાં મૂળ મંત્રો, તથા મંત્રોના ભાવાર્થોના ગાયનો, નાટકો.ની જુદી જુદી રાહોમાં ધર્મ કર્મના જ્ઞાન આપનારાં તથા મંનને મુદિત કરનારાં રચેલાં છે. થોડી મુદતમાં એ લઘુ ગ્રંથ મારા તરફથી છપાઈ બહાર પડશે માટે ગ્રાહક થવા ઇચ્છનારે પોતાના નામો તાકીદે નોંધાવવાં.

સદરહુ પુસ્તકની કીંમત ૧ આનો ટપાલ ખર્ચ જુદું

કર્તા.

મા. લ. વૈશ્ય.

ઠેકાણું. વાલોડ જીલ્લે-સુરત.